

ધી મુંબઇ જૈન સં[illegible] પ્રકાશક ગાયન મંડળી

તરફથી રચવામાં આવેલી લીલા.

# સુરત જૈન શાસન રચના

# સંગ્રહ.





રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

(સી. વી.) સુરજરામ સીવરામ વાજીંત્ર શિક્ષક.

ઠો. પાયધોણી પોલીસ ચોકી સામે—મુ. મુંબઇ.

હાલમાં મુકામ.

સુરત બડેખાનો ચકલો [illegible] લાલભાઈની વાડીમાં.



સુરત ચઉટાના પુલપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રીન્ટીંગ

પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યો.

(કીંમત અમુલ્ય)

# શ્રી જૈન શાસન રક્ષકનો જય

## આચાર્ય માહારાજ શ્રીમદ આનંદસાગર સુરીશ્વરજી મહારાજના શુભ પગલાં થવાથી સુરત શહેરમાં થયેલો જગ જયજયકાર.

### — દોહરા. —

સુરત શહેર સોહામણું, લીલા અપરંમપાર,
શોભા તેની શી કહું, કહેતા નાવે પાર.
જૈન ધરમ દીસે ઉજળો, દેરાસરો વીવીધ પ્રકાર,
જૈન સંગ વસે તીહા સુખી સદા, જૈન સાસનનો રે પ્રભાવ.
સકલ સંગના આગ્રહથી, પધારીયા મહારાજ,
આનંદ સાગરજી ગુરૂ, આચાર્યજી મુનીરાજ.
દુઃખ ટળ્યું સુખ સૌ થયું, સંગ સકલ આનંદ,
પધારીયા ધર્મના ગુરૂ, વીશેષ થયો ત્યાં આનંદ.
જૈન ધર્મ મારે પ્રભાવથી, ગુરૂએ કર્યો ઉપદેશ,
સંપ કરો સૌ સંગમાં, શીખ માનો મારી એક.
ગુરૂ વાણી કાને ધરી, મનમાં કરે સૌ વીચાર,
ગુરૂ વચનો નહિ ઉથાપીએ, શાસન રક્ષક મુનીરાજ.
સૌ સંગ એકઠો થયો, કરવા તેની પંચાત,
અંત ન આવ્યો છેવટે, નમી પડયા ગુરૂજીના પાય.
મુની મારગ સોહામણો, હસ્તમાં લીધું એ કામ,
મહા મોટી મહેનત લઈ, પુરણ કર્યું સર્વે કાર્ય.

ધન દીવસ ધન્ય એ ઘડી, ચોગડીયું શુભ લાભ,
આણંદસાગરજીએ આવીઆ, આનંદનો ન રહ્યો પાર,
ધર્મ ધોરી ધર્મરક્ષક, પુન્યશાળી ભાગ્યવાન,
તાવર થયા સૌ શેઠીયા, ધર્મ રાગી ગુણવંત.
બાળ બ્રહ્મચારી આચાર્યજી, કમળ મુની મહારાજ,
મુની મંડળ સૌ પધારીયા, વરતાયો જગ જયકાર.
નીજ સેવકની વીનતી, ચરણે રાખો મુનીરાજ,
સદાય આપ સેવા કરીશ, સુરજને સુખ થાય.



# સુરત જૈન રચના સંગ્રહ.



# श्री परमात्मायनमः

## સુરતવાસી જૈન સંઘ એકયતા થવાની ખુશાલીના પ્રસંગે ખરેખર માગ્યાજ મેઘ વરસ્યા છે તે ખરૂં છે.

### દોહરો.

સુરતના જૈન સંઘને પુરણ હતો વીશ્વાસ,
જૈન ધરમના પ્રભાવથી, સરસે સર્વના કાજ.
તન મનથી ભગતી કરો, દીલમાં રાખો ઉલ્લાસ,
આશા સૌની પુરશે, શ્રીની રંજન નીરાકાર.
જૈન દેવતા ઓગતગીયા, સાંભળી ભગતીભાવ,
વસીયા અંતરમાં સર્વેના વરતારો જગ જયકાર.
સાત વરસથી સર્વેના, મનો હતા ઉદાસ,
તે આજે હરખીત થયા. પુરણ થઇ સહુની આસ.

# ગોપીપરાની ગમ્મત

# માળીફળીયાની લીલા

## ગાયન ૧ લું.

### રાગ–કવ્વાલી.

(બીના પ્રભુ પાસ કે દેખે મેરા દીલ બેકરારીહય.)

બીરાજયા માળીફળીયામાં, શાંન્તીનાથ સોળમાં સ્વામી,
મનોહર મુરતી સારી, લાગે સૌ સંગને પ્યારી—૧
ચઈતર વદી અગીયારસના દીવસે મુરત કર્યું શુભ ચોઘડીયે,
ઉજમણાની શોભા સારી, લાગે સૌ સંગને પ્યારી—૨
ઓચ્છવ માંડયો ગણોભારી, રચી રચના ગણી સારી,
ભાવના ભાવે નીત્ય ભારી લાગે સૌ સંગને પ્યારી—૩
મંડપની ઓપમાં ન્યારી, શોભા બની લીલા સારી,
દરશને આવે નરનારી, લાગે સૌ સંગને પ્યારી—૪
પુજાઓ નવનવી ભણાવી, પ્રભુની આંગીઓ રચાવી
દીપકોની તો લાઇટો સારી, લાગે સૌ સંગને પ્યારી—૫
વરઘોડાની રચના સારી, સાબેલાઓ અતી સણગારી.
વાજાઓ બેંન્ડ વગડાવી, લાગે સૌ સંગને પ્યારી—૬
બાઈ બહેનો સૌ મળીને, ગાય જીન ગુણ દેઇ તાળી,
લાણીયો વહેંચાય ત્યાં ભારી લાગે સૌ સંગને પ્યારી—૭
શાંન્તી સનાત્ર ભણાવી, લ્હાવો લીધો સુખકારી,
જગમાં જસ કીરતી વધારી, લાગે સૌ સંગને પ્યારી—૮

બોલાવી ગાયન મંડળી, મુખથી ભાવના માટે,
મધુર ગુણ ગાય પુરણ ભાવે, લાગે સૌ સંગને પ્યારી—૯
શેઠ માણેકચંદ મુળચંદ ધરમના રાગી છે ગુણવંત,
કુટુમ્બ સૌ છે સદા સુખકારી, લાગે સૌ સંગને પ્યારી—૧૦
ધરમના પુન્ય પ્રભાવથી, ખરચ્યા નાણા ઘણા ભારી,
હરખાયા સૌનરને નારી, લાગે સૌ સંઘને પ્યારી—૧૧
જમણો કીધા ગણા ભારી, જસ મેળવ્યો સંગને જમાડી,
સાસનની શોભા દીપાવી, લાગે સૌ સંગને પ્યારી—૧૨
સદા સુખી રહો કુટુંમ્બ પરીવાર, ગુણ નીત્ય ગાય તમારા બાળ,
સુરજને હસં થાય ભારી, લાગે સૌ સંગને પ્યારી.



## મેરૂ પર્વતની રચના તથા દર્શનનો લેવાતો લાભ.

### ગાયન રજું.

(રાગ—શાંન્તીજીનંદ સુખકારી, હો ભવીયા શાંન્તીજીનંદ.)

શોભા બની બહુ સારી, સુરત શહેરમાં રચના રચી બહુ ભારી.
સંવત ૧૯૭૪ની સાલે, માસ વૈશાખ શુભ કારી—સુરત.
મુની મહારાજ શ્રી આનંદસાગરજી, સુરત શહેરમાં પધારી—સુરત.
મુની મંડળ મુની રાજયો મળીને, શાસનની શોભા વધારી—સુરત.
બાળબ્રહ્મચારી આચાર્યશ્રી કમળસુરીશ્વરજીએ આચાર્ય પદ્વી આપી—સુરત.
ઓશવાળ સંગ વીગેરે મળીને, ઓચ્છવની કરી તૈયારી—સુરત.
વૈશાખ માસે સુદ છઠના દીવસે, શુભ મુરત કર્યું ભારી—સુરન.
ઉજમણાના છોડા બંધાવ્યા, શોભા અપરંમપારી—સુરત.
શેઠ મેલાપચંદ ધરમચંદની વાડીમાં રચી રચના લીલા સારી—સુરત.

મેરૂ પર્વત સોનાનો કરાવીને, પ્રભુ પધરાવ્યા શુભ દહાડી—સુરત.
નવનવી નીત્ય પૂજાઓ ભણાવીને, આંગીઓ રચાવી ગણી ભારી—સુરત.
વરઘોડાનો ઠાઠ રચાવીને, બેન્ડ વાજાઓ વગડાવી—સુરત.
સુન્દર સાંબેલા અતી શણગારી, ગાડીઘોડાની તૈયારી—સુરત.
રથ પાલખીઓમાં પ્રભુજી પધરાવ્યા, દર્શનો કરે નર ને નારી—સુરત.
વૈશાખ માસ સુદી નોમના દીવસે, સંગ એકત્ર થયો સુખકારી—સુરત.
માસ વૈશાખ સુદી દશમના દીવસે, આચાર્ય પદ્વિ સ્વીકારી—સુરત.
સનાત્ર પૂજા અસ્ટોતરી ભણાવીને, ક્રિયા કરી શુભકારી—સુરત.
સુરત શહેરના સંગે મળીને, જગ જશ કીર્તિ વધારી—સુરત.
નવીનવી ભાતના જમણો બનાવીને, નાણું ખરચ્યાં ઘણા ભારી—સુરત.
મુંબઇથી ગાયન મંડળી બોલાવીને ભાવનાની શોભા દીપાવી—સુરત.
બાળકો તમારા શરણે રાખો, આસરો આપો પુન્યશાળી—સુરત.
સેવક સુરજરામની આશા પુરો, આશીશ દઇયે શુભકારી—સુરત.

## દોહરા.

સંપ તણું સુખ માગીએ, સંપી રહો નરનાર,
સંપથી સુખ સંપે લક્ષ્મી, પામો અપરંમપાર.
સદાય હળીમળી ચાલજો, કરજો ધરમના કાર્ય,
જીવ અહીંસા સદા પાળજો, તારણહાર નીરાકાર.
જાચકને જાચક જાણી, ઉરમાં રાખજો ભાવ,
દીલથી દુર ન રાખશો, જાણી ધરમના બાળ.

 

૭૫૨૯

૭

# ધી મુંબઇ જૈન સંગિત પ્રકાશક ગાયન મંડળી.

## ચલાવનાર—ભોજક સુરજરામની પ્રેમપુર્વક વીનંતી

### સુરતના જૈન સંઘને કરવામાં આવેલી અરજી.

### ગાયન ૩ જું.

(રાગ કોઇ પણ કવ્વાલીમાં ગાઇ શકાશે.)

ખરેખર જૈની જાચક છું, ધરમનો પણ હું રાગી છું,
સેવકની સહાયતા કરજયો, અમારી એજ વીનંતી છે.—૧
સંવત ૧૯૬૫ની સાલે મુંબઇમાં મંડળીયો બંધ થઇ ત્યારે,
કર્યો વીચાર તતકાળે આરંભ્યું કામ તેણી વારે—૨
લીધો એક આશરો સારો, મીત્ર મારો હતો પ્યારો.
શરૂ કરી મંડળી જયારે, હતા હમો ભેગા ત્યારે—૩
મરણ પામ્યો મીત્ર મારો, સ્વંગમાં વાસ થયો જયારે,
મુંઝાયો હું તેણીવારે, હીમતધારી બેઠયો ત્યારે—૪
કરી મુજપર મહેરબાની, જાચકને ધરમનો જાણી.
બચાવી લીધો તતકાળે, ધરમના પુન્યના પ્રભાવે—૫
કરી ભગતી મે પુરણ ભાવે, મંડળીના બાળકો સાથે.
રીઝાવ્યાં તીરથંકર દેવોને, અમારૂ એજ કાર્ય છે.—૬
આવ્યો સૌ સંગની આશે, તે પુરણ આપ હવે કરશો,
આશા છે મુજને આપણી, નીરાશ તે નહી કરશો—૭
આપો આશરો મુને સારો, જેથી સુખે જાય જનમારો,
વધારૂં કામ હું મારૂં, પ્રભુનું નામ જપીશ પ્યારૂં—૮
હીરા મોતી તણી પરીક્ષા, આપ સૌ કરવાવાળા છો,

તેવી રીતે મારી કીંમત, કીંચીત માત્ર પણ આપ કરશો—૯
નાણા વીનાનું સરવે કામ, અંતે છે તે સરવે નીષ્ફળ,
મદદ પુરતી અમને આપો, અમારી ખાસ માગણી છે-૧૦
મારા ગુણો બતાવ્યા છે જેહ, હજુ પણ બતાવીશ પુરા,
આગળ વધવા તણી બારા, હવે તમો બતાવોને-૧૧
ભોજકોના બાળકોને, ખરેખર ઉ-તેજન આપો,
નોકરી નીચ નાટકોની, કરવા જતા બચાવોને-૧૨
ધરમના અનુભવી થાશે, ગુણ પરમાતમાના ગાશે,
સૌ સંગને આશીશો દેશે, દયા દીલમાં તોલાવોને-૧૩
વધારે શું હવે હું કહું, જાણો છો આપ સરવેજન,
જાચકને આપણો જાણી, અમારી ભુખ ભાગોને-૧૪
હરખ થયો સુરત જૈન સભામાં, રાખો સુખવાસના સંપમાં,
સેવકની આશા સૌ પુરજો, જાચકની એજ વીનંતી છે-૧૫
પુન્યસાળી છો ધરમ રાગી, મુજને નીરાશ નવ કરશો,
આશા છે મુજને આપની, ટીપણીનું કામ હાથ ધરશો-૧૬
અરજ ઉરમાં તમો ધારો, સુરજના કાજ સુધારો,
મંડળીને આસરો આપો, ભવોભવની ભાડ ભાગો.




**બોલો બોલો શ્રીઆચાર્ય મહારાજશ્રી આનંદસાગરજીની જય**

**શ્રી જીન શાસન મહારાજની જય.**